यतो धर्मस्ततो जयः

—: શ્રી મોચી પત્રિકા હિતાર્થે :—

# આનામાળા

માળા ૧લી ] સં. ૧૯૮૦ માગશર. [ મણકો ૫મો.



પ્રકાશક

રા. નાનજી અરજણ ચાવડા

પીકટરોડ, કાલબાદેવી, મુંબઈ.

સુરત, લીમડાચોકમાં આવેલા "નવયુગ" મુદ્રણાલયમાં
માગજી ખંડુભાઈ દેશાઇએ છાપ્યું.

# ઉદાર ગૃહસ્થની ઉદારતા.



રા. રા. સી. સી પટેલ.

[illegible] આધારે પ્રમાણિક પુરુ-ષાર્થની [illegible] જાતા ધરાવનાર જો કોઈ પુરુષ હોય તો તે ફક્ત રા. છીબાભાઈ કરસનદાસ પટેલજ છે જેઓ પોતાના પૂજ્ય પિતાશ્રીથી ઉતરી આવેલા નાનકડા ધંધાને ક્રમ ક્રમે વિસ્તાર પમાડી આ મોઝ [illegible] આફ્રીકાની ઇથલ પાથલ ની [illegible] ઇંગ્લાંડ, અમેરીકા તેમજ પૃથ્વીના દરેક દેશોમાં **C. C. Patel & Sons.** સી. સી પટેલ એન્ડ સન્સનું નામ જાણીતુ અને માનીતુ કરી દીધુ છે. એટલુંજ નહીં પણ એમના સ્વ પિતાશ્રી કરસનદાસ મોરારભાઇ એક ન્યાયી પટેલમાંના એક હતા અને એજ પિતાની પટેલાઇનો વારસો મેળવી મુંબઇની મોમીનવાડાની પંચને સંતોષ આપી રહ્યા છે.

એ નામવર ગૃહસ્થે આ જ્ઞાતિહિત માટે પ્રગટ થતી આ ગ્રંથમાળાને રૂ. સવાવીસની વાર્ષિક મદદ આપી છે જે બદલ આ માળા એઓશ્રીનો ઉપકાર માને છે અને અન્ય જ્ઞાતિ શ્રીમંતો એનું અનુકરણ કરી પોતાને મહા મહેનતને પ્રાપ્ત થયલી લક્ષ્મીને વિદ્યા માર્ગમાં વાપરી સદુપયોગ કરશે એમ ઇચ્છું છું.

**પ્રકાશક**

# " આપણું વૈશ્ય મહાજન "

લેખકઃ-રા. પુરૂષોત્તમ લલ્લુભાઈ ગુપ્ત, વલસાડ.

અસલ ભારતવર્ષમાં જ્યારે ક્ષત્રિય રાજાઓ રાજ્ય કરતા હતા, અને જ્યારે હાલની રાજય કરતી વિદેશીય પ્રજાના રાજ્ય અમલની ગંધ સરખી ન હતી તે વખતે અત્રે રામરાજ્ય (ન્યાયી રાજય) હતું એ નિર્વિવાદ છે. ક્ષત્રિય રાજાઓ તો ફકત રાજય મહેસુલ વસુલ કરવા પુરતાજ માણસો રાખતા; અને હાલની માફક ઠેકઠેકાણે સરકારી ચોકી બેસાડી એના ખર્ચરૂપ કરો પ્રજા ઉપર કદી પણ નાંખતા ન હતા. પ્રત્યેક નાનાં ગામડાથી તે મોટા શહેરો સુધી દરેકને સ્વતંત્રતા આપવામાં આવતી, કે જેઓ પોતે પોતાનીજ વ્યવસ્થા કરી લેતા.

આ સ્થળે કોઇ ભાઈ શંકા કરશે કે રાજાઓ જ્યારે ખપ પુરતાજ માણસો રાખતા ત્યારે લડાઈ વખતે કેમ ચાલતું ? તો તેના જવાબમાં લખવું ઉચિત ધારું છું કે તે વખતનો પ્રત્યેક ગામડીઓ, શહેરી, કે નાગરિક એ લડવૈયોજ,—શુરવીર નર જ હતો, અને હાલની માફક લડાઇનું અમસ્તું નામ સાંભળી પાછલે બારણે જનારા આપણા આ જમાનાના દેશી બંધુઓ માફક, ન વર્તતાં તેઓ તુરત હથીઆર સજી દુશ્મનની સેનાને ભેટવા લડાઇના મેદાનમાં આવી ખડા થઇ જતા. એજ પ્રમાણે હાલમાં આપણે આપણી ન્યાતિ અને દેશના ઉદ્ધાર અર્થે બનતી સ્હાય વિના સંકોચે આપવા માટે. મોટાઇમાં ન રહેવું જોઇએ.

હવે ગામડાં, કસ્બા, કે શહેરોમાં આ વ્યવસ્થા કરવા માટે દરેક જગ્યાએ 'મહાજન' નીમતાં. એ મહાજનમાં કોઈ છકેલ ફેન્સી લાલાને કે બહારથી મોટાઈનો ડોળ બતાવનારાઓને ચૂંટવામાં આવતા ન હતા, પણ તેમાં તો ઠરેલ, નિઃસ્પૃહી, બુદ્ધિશાળી, ન્યાયી અને ધર્મનિષ્ઠ અને સુહૃદયી પુરુષોને દરેક જ્ઞાતિમાંથી શોધી નીમવામાં આવતા હતા.

દરેક ગામડું, કસ્બો કે શહેર પોતપોતાનું આવું મહાજન નીમી લેતું; અને તેના હુકમ પ્રમાણે તેઓ સૌ ચાલતા. એ મહાજનમાં દરેક કોમના પ્રતિનિધિઓ જાતિભેદ વિના ચૂંટાતા, અને તેમના વચ્ચે ભ્રાતૃભાવ પણ હતો. કુસંપને સ્વપ્ને પણ ન જૂએ એવા નીખાલસ તેઓ હતા.

આખા ગામ, કસ્બા કે શહેરની વ્યવસ્થા કરવાની, ધારાધોરણ બાંધવાની કે ન્યાય ઇન્સાફ આપવાની કુલસત્તા આ મહાજનોને આપવામાં આવતી, જે સત્તા તેઓ વાપરતી વખતે ઇશ્વરને ઓળખી, ન્યાયથી વર્તી તેનો અમલ કરતા. સત્તાના મદમાં તેઓ કદી તણાતા ન હતા. અન્યાય કરતાં તેઓ ઇશ્વરનો ડર રાખતા અને આબરૂ તથા સ્વમાનને તો તેઓ પોતાના જીવનથી પણ અધિક કિંમતી ગણતા. ન્યાય કાર્યમાં પક્ષપાત કરનારને તેઓ શુદ્ધ અંતઃકરણથી ધિક્કારતા. તેમને આપવામાં આવેલી સત્તાનો તેઓ કદી ગેર ઉપયોગ કરતા નહિ, તેથીજ તેમનું રાજા સમક્ષ ઠીક વજન રહેતું.

રાજા સુદ્ધાં એ મહાજનને માન આપતો અને રાજકાજમાં સલાહ લેતો. રાજાને તેઓ સમયને અનુસરી (દુષ્કાળ યા સુકાળ) કર-મહેસુલ લેવાની ભલામણ કરતા અને રાજા પણ તેઓની એ નિઃસ્પૃહ સલાહ (ભલામણ) ભાગ્યેજ ઉથાપતો. એવું તે, તે વખ-

ત્તનું રાજ્ય હતું ! સર્વત્ર લીલા લહેર હતી. દારિદ્ર ભાગ્યેજ જોવામાં આવતું. ઘેર ઘેર રેંટીઆઓનો સુમધુર સ્વર ગુંજી રહેતો. રાજા કદી પણ પ્રજાને રંજાડતો નહિ, પણ પુત્ર સમ પાળતો.

રાજા તેમજ રાજ્ય કર્મચારીઓને એ મહાજનના કાર્યમાં એટલો બધો અટલ વિશ્વાસ હતો કે જેથી તે, એ મહાજનના કરેલ કાર્યમાં કદીય વિરૂધ્ધ પડતો નહિ, અને તેજ વખતથી એવી કહેવત પડી છે કે,— "પંચ તે પરમેશ્વર"—"પંચ કરે તે પરમેશ્વર કરે," અને એ કેટલેક અંશે સત્ય છે. કારણ આપણે ઉપર લખી ગયા તે પ્રમાણે એ મહાજનમાં હરેક વિચારશીલ, પ્રભુપરાયણ અને એકનિષ્ટ મનુષ્યોને ચૂંટવામાં આવતા હતા, અને 'શુદ્ધ આત્મા' એ 'પરમાત્મા' રૂપ છે તો આટલા બધા વિચારશીલ આત્માના અવાજે ઇશ્વરી હોય એમાં શી નવાઇ !

ટુંકામાં આપણું સ્થાનિક રાજ્ય આપણેજ ચલાવતા. ક્ષત્રિય રાજાઓની શાસનપદ્ધતિ જૂદી હતી, જ્યારે હાલની રાજ્યકર્તા પ્રજાની પદ્ધતિ પણ જૂદીજ છે. ક્ષત્રિય રાજાઓ પોતાની પ્રજા ઉપરજ વિશ્વાસ રાખી રાજ્ય કરતા જ્યારે હાલની સરકાર, પોતાના નીમેલા અમલદારોનેજ ન્યાયાધિકારી બનાવે છે, અને તેના મહેનતાણા બદલ પ્રજા કરના અધીક બોજા નીચે દબાય છે. દિવસે દિવસે સરકારી અમલનો દોર વધતો ગયો અને આપણા ન્યાયી "પંચ મહાજન" ની રાજ્ય સત્તા કમી થતી ગઇ અને તે એટલે સુધી કે એવી સંસ્થા આજે હયાતી ભોગવે છે કેમ, એ પણ ઉપલક દૃષ્ટિએ સંશય જેવુંજ ભાસે છે.

એ પંચ મહાજનનું કાર્ય એટલું બધું અદલ ઇન્સાફી હતું કે—રાજ્ય—અમલ બદલાવા છતાં અને તેમની રાજ્ય સત્તા જતી

રહેવા છતાં, તેના સંભારણા હજી સુધી ટકી રહ્યા છે.

આપણે ઉપર લખી ગયા તે પ્રમાણે દરેક જ્ઞાતિના પ્રતિનિધિઓની આ પચ મહાજનની સંસ્થા બનતી હતી. તેમની રાજ્ય સત્તા જવા છતાં, તેમનું સ્વજ્ઞાતિ બંધુઓ તરફથી મળતું માન ઓછું થયું ન હતું, તેથી તેમને જ્ઞાતિલાઓએ પોતાની જ્ઞાતિના અગ્રગણ્ય ગણી "પટેલ" ની જ્ઞાતિમાં સર્વોચ્ચ પદવી આપી તેનું સન્માન કરી તેના અદલ અને ગ્રાહ્ય વિચારોને અનુસરવા લાગ્યા, અને એ રીતે 'પંચ મહાજન' મટી 'જ્ઞાતિપંચ' બની.

હવે જ્યાં સુધી આવા વિચારશીલ અને સ્વજ્ઞાતિહિત ઉત્સુક પટેલો હયાત હતા, ત્યાં સુધી પંચમાં કશી અવ્યવસ્થા અને દંભ આવવા ન પામ્યાં, પણ તેમના મરણ પછી તેમની જગ્યાએ બીજા એવાજ ધર્મિષ્ટ અને યોગ્ય ન્યાયી પુરૂષને પંચના પટેલ ચૂંટવાને બદલે તેમના પુત્રોનેજ (પછી ગમે તેવા હોય !) એ 'પટેલ' ની ઉપાધી આપવામાં આવી, અને અનુક્રમે એજ રીતે આજ દીન સુધી 'પટેલપુત્ર' પિતાની જગ્યા લેતા આવ્યા છે. ખાસ્સો પરવાનોજ !

આપણા વડીલોના સ્વભાવમાં અને આપણા સ્વભાવમાં આસમાન જમીન જેટલું અંતર (તફાવત) પડી ગયું છે. ક્યાં તેઓની નિર્લોભ સરળ વૃત્તિઓ અને ક્યાં આપણી પરોપકાર ભિરૂતા ! ક્યાં તેઓ શ્રદ્ધાળુ ધર્માનુરાગીઓ અને ક્યાં આપણે છટકેલ, ધર્મને ધતીંગ માનનારાઓ ! ક્યાં તેઓની સત્ય વચન પ્રિયતા અને ક્યાં આપણી કપટયુક્ત વાક (ચાતુર્ય) ચપળતા ! ક્યાં તેઓનો નિખાલસ હૃદયનો સમભાવ અને ક્યાં આપણા હૃદયની વિચિત્ર ભિન્નતા ! સમય બદલાતાં આપણે વિદેશીય પ્રજાનું અંધશ્રદ્ધાથી—"ગતાનુંગતિક" રીતે—વગર વિચાર્યે, ફક્ત અગ્રાહ્ય બાબતમાંજ અનુકરણ

કરવા લાગ્યા, અને તે એટલે સુધી કે આપણે આપણા વડીલોની ઉચ્ચતાનું "ભાઇ"ના લાડીલા નામને બદલે પોતાના નીકટના (તનના) સગાને માટે પણ "મીસ્ટર" શબ્દ વાપરતાં થયાં. એ પણ જમાનોજ!

પ્રાચીન સમયના આપણા નિરભિમાની, નિઃસ્પૃહ, સ્વધર્માનુયાયી પટેલોનો પૌત્રો અને પ્રપૌત્રો આજે પટેલની પદવીએ બીરાજતા હશે, અને તેમને ચાલુ વાતાવરણની અસર ન થાય એ કેમ બને! આ જમાનો માન અકરામનો છે, તો આધુનિક પટેલોને માનમરતબાની લાલસા થાય એ સ્વાભાવિક છે. આપણા હિંદુઓમાં કહેવત છે કે,—" બાપ તેવા બેટા, વડ તેવા ટેટા." તે પ્રમાણે એ અસલ ધર્મિષ્ટ પટેલોના વંશજો જેઓ આજે પટેલો છે, તેઓ પણ તેમના વડીલો જેવા ન્યાયી અને વિચારશીલ હતા, પણ તેમને વિપંથે ચઢાવનાર,—બગાડનાર બીજા કોઇ નહિ પણ આપણેજ છીએ, ભાઇઓ! આપણામાંનાજ છે.

આ વાત સર્વને જગજાહેર છે કે આધુનિક દેશી રાજ્યતંત્ર ઘણુંજ સંકુચિત અને ખુશામદખોરોથી ભરપૂર બની ગયું છે. અને રાજયના પ્રપંચીઓ રાજાને મીઠા મીઠા વચનોથી પોતાના હાથનું રમકડું બનાવી, પોતાની ધારણા પાર પાડી પ્રજાને રંજાડી રહ્યા છે. તેવીજ પંચના પટેલોની સ્થિતિ! પટેલ એ પંચનો મુખી, સરનશીન, અને આગેવાન હોઇ એક હાકેમ સમાન છે.

જ્યાં સુધી આપણી કોમમાં ધર્માનુયાયી અને નિઃસ્પૃહી પટેલો હતા અને દેશી રાજ્યોમાં પ્રજાવત્સલ, ન્યાયી અને કાર્યદક્ષ રાજાઓ હતા ત્યાં સુધી આવા ખુશામદખોરોનું કશુંય ટટ્ટું ચાલતું ન હતું; કિંતુ સમય બદલાતાં રાજા અને પટેલો બદલાયા અને તેમના આચાર વિચારમાં અને ન્યાયપધ્ધતિમાં ફેર પડયો. રાજાઓ દયાળુ છતાં

વિષયી અને વ્યસની અને એશઆરામી બન્યા અને પટેલો વિચારશીલ અને ભલાં છતાં લક્ષ્મીલોભી બની સ્વજ્ઞાતિજનો પ્રતિ બેદરકાર બન્યા. આવો સુયોગ પ્રપંચી ખુશામદખોરો ચૂકે એવા ન હતા. તરતજ તેઓએ તરાપ મારી રાજા અને પટેલોને મીઠા મધુરા વચનોથી અને મોટાઇની લાલચો બતાવીને પોતાના કરી લીધા. રાજાઓ અને પટેલીઆઓ પ્રપંચીના હાથમાં રમકડા બન્યા. રાજાને વશ કરનાર રજવાડીઓ જેને આપણે પહેલા મણકામાં "ધરાહર પટેલ" ના નામથી ઓળખ્યા ગયા છીએ ( Politicians ) હતા અને પટેલને મૂર્ખા બનાવનાર આપણામાંનાજ પ્રપંચીઓ હતા.

અરે ! મીઠા વચનોથી ભરપૂર લુલી ! જીભલડી ! તું શું નથી કરી શકતી ! ત્હારામાંથી નીકળેલા સુમધુર સ્વર કર્ણગોચર થતાંજ આખું શરીર રોમાંચ થવા માંડે છે: બ્રહ્માંડ ખળભળી ઉઠે છે, તો માનવી તો કોણ માત્ર ! શું તંબુરામાંથી નીકળેલ સ્વર સાંભળી, સૃષ્ટી સૌંદર્યના નમુના રૂપ હરીણ પારધીના શરથી વિંધાઇ પ્રાણ અર્પણ નથી કરી દેતું ?

શું મોરલીનો મધુર નાદ ગુંજી ઉઠતાંજ મણિધર નાગ જેવું દૈવી પ્રાણી ગારૂડીના હાથમાં સ્વાર્પણ નથી કરી દેતું ? અરે ! વળી ઇંદ્રિયજીત મહાત્માઓ પણ શું વારાંગના અને કંચનીઓના સુમધુર કર્ણપ્રિય આલાપ અને રાગરાગણીઓ આગળ પાણી પાણી થઇ, યોગ પડતો મુકી, વિષયી નથી બનતાં ! તો ઇહલોકના ક્ષુદ્ર માનવીઓ મીઠા અને "મસ્કા પોલીસ" વાળા શબ્દોથી મોહિત થઇ જાય એમાં શું આશ્ચર્ય ! પટેલો આખરે માણસજને !

આપણા ભોળા પટેલબંધુઓને ભોળવીને ખુશામદખોરોએ પોતે તેઓના તાબામાં (આશ્રિત) હોય એવો ડોળ ઘાલી, પટેલોને

હાથનું રમકડું બનાવી જ્ઞાતિને અરે ! પટેલને સુધ્ધાં એવી અવનતિના ખાડમાં ધકેલી દીધાં છે કે, જ્યાંથી તે નીકળવાની આશામાંને આશામાં ઝુરે છે, પણ તેને બહાર નીકળવા દે કોણ? માથે જમ રૂપ (જેવા) મસ્કા તો હાજરજ ! પટેલો બિચારા હૃદયમાં તો દયાળુ છે, કિંતુ મસ્કાની મધુરવાણી કાનેથી ખસેડવી તેમને નથી ગમતી; પણ તેઓને ઓછીજ ખબર છે કે એ મસ્કાવાળા (Flatterers) એ તો તેમને માથે જ્ઞાતિ અવનતિના બદનામનો પોટલો મૂકી, તેમના હાથે જ્ઞાતિની દુર્દશા કરાવી, હાંસીને પાત્ર કરી રહ્યા છે.

પટેલો તથા તેમની પ્રપંચી, અન્યાયી પંચ માટે એક સહૃદયી ફારસી કવિ ઘણોજ સરસ ચિતાર આપે છે જે ત્હેનાજ શબ્દોમાં અત્રે ટાંકું છું,—

“ કિંચીત ન્યાય ન જાનત હૈ, ઝગરા સુની કે મનમે સુખ પાવે;
ગોરકી ઓર કરે હઠસોં, શઠ શાહ કે હાથ ન ગોલા ધરાવે,
આપનો અંગ કલંક ભર્યો, નિષ્કલંક કે અંગ કલંક ચઢાવે;
નર્ક પરે તીનકે પરસે, પર પંચ કરે અરૂ પંચ કહાવે. ”

અહા ! કેવો દુઃખી ચિતાર. જે પંચના અગ્રગણોથી સમસ્ત સમાજ પહેલાં દાખલા રૂપ બનતો તેજ સમાજની આજે આવા દગાબાજ પ્રપંચીઓ (પટેલના ગોઠીઆઓ) અને ભોળા પટેલોના હાથે કેવી દુર્દશા થઇ રહી છે! જે પંચને માટે “પંચ ત્યાં પરમેશ્વર” એવું બોલાતું તેનેજ માટે હાલ “ પરપંચ કરે એજ પંચ કહેવાય” એવું બોલાય, એ કેટલી જ્ઞાતિની અધોગતિ અને ન્યાયકાર્યમાં પ્રત્યક્ષ અન્યાયી કૃત્ય બતાવે છે. શું પટેલ ગણાતાં બંધુઓ હજી ન ચેતે ?

પટેલબંધુઓ ! તમો તમારા પ્રપંચી ગોઠીઆઓના મીઠા મધુરા કર્ણપ્રિય વચનોનો મોહ તજો, અને વિચારશીલ તથા કર્મનિષ્ટ બની વડવાઓની નિઃસ્પૃહ શાસનપધ્ધતિ પાછી લાવો. ફરી આદર્શરૂપ બનો. અને શ્રી પટેલ નામદાર સાહેબના ગોઠીઆઓ અને મ્હારા જ્ઞાતિબંધુઓ ! मधु तिष्ठति जिव्हाग्रे हृदये तु हलाहलम् મુખમેં રામ ઓર બગલમેં છુરી, જેવા અમાનુષી સુત્રોનું સેવન ન કરો, અને સ્વજ્ઞાતિ માટે સ્હેજવાર, એકાગ્રચિત્તે, સારા નરસાં વિષે અને જ્ઞાતિના અહિતકર રીતરિવાજો અને રૂઢી બંધનો ઉપર વિચાર ચલાવો. અને તમારા હૃદયને સવાલ પુછો; હૃદયે જગદ્નિયંતા પ્રભુજી બીરાજયા છે તે જરૂર તમો બંધુઓને જ્ઞાતિહિત માર્ગદર્શક સચોટ જવાબ આપશે, અને તે ખરોજ હશે.

દરેક જ્ઞાતિજનોએ પટેલ બંધુઓને ન્યાય ઇન્સાફના પુનીત કાર્યમાં યથોચિત, નીખાલસ ભાવે, સત્યાસત્યનો નિર્ણય કરીને સલાહ આપવી જોઇએ, અને નહિ કે કપટભાવે. ! અને પટેલબંધુઓએ ન્યાય ઇન્સાફ કરતી વખતે દરેક જ્ઞાતિજનોના અભિપ્રાય લેવા જોઇએ, અને નહીં કે ફકત પોતાના "ગોઠીઆઓનાજ" અને જ્યારે પટેલો અને જ્ઞાતિજનો વચ્ચે આવું હૃદયમીલન થશે-ત્યારેજ આપણી પંચની ખોવાએલી નીતિ અને રીતિ અને સમભાવ જામશે અને તુરતજ તે સાથે અનિષ્ટ રૂઢીઓ અને રકતપિપાસુ રીતરિવાજો અને કારમાં-વરાઓના કાળાં વાદળાંઓ એની મેળેજ વિખરાવા માંડશે એ નિઃસંશય છે.

બંધુઓ ! આપણે જે જ્ઞાતિહિતનું યુદ્ધ જગાવવું છે તે ધર્મયુધ્ધ છે, અને દરેક બંધુએ એમાં પોતે પોતાની પવિત્ર ફરજ સમજી ઝંપલાવીને પંચ મહાજનની પ્રતિષ્ઠા પાછી આણવી જોઇએ.

જ્ઞાતિ પટેલ બંધુઓ! સુહૃદયી જ્ઞાતિજનો! અને જ્ઞાતિ માતાના આબાલવૃદ્ધ પુત્રો! સર્વે જાગો! એકસંપ થઇ જ્ઞાતિહિત કાર્યમાં તમારો ફાળો આપવા કટિબદ્ધ થઇ બહાર આવો. "સંપ એજ બળ અને ખંત એજ વિજય" એ શબ્દો તમારા હૃદયમાં કોતરી રાખશો, અને સંપીલા બની સુધારાના માર્ગે આવતા સંકટોમાં અડગ રહી ખંતથી આગળ ધસ્યા જાઓ. અંતે વિજય સત્યનોજ છે; કારણ શુભ કાર્યમાં પ્રભુ સદા મદદગારજ છે.

ઇતિશિવમ્



# વર્તમાનનીતિ

પ્રાચીન કાળની નીત ધાર્મિક તંત્રને આધીન રહેતી હતી. દરેક પ્રસંગે ધર્મને આગળ રાખીને ન્યાયાન્યાયનો વિચાર કરીને કાર્ય કરતા તો તે ફતેહમંદીથી પાર ઉતરતું. રાજાઓ રાજ્ય અથવા પ્રજાને આધીન રહેતા. પ્રજાને અનુકુળ પડતાજ ધારાધોરણો થતા. કદાચ જરૂર પડતી તો પ્રજાની અનુમતિ લઇને નવીન કર નાખતા તો પ્રજા તે રાજાને વિશેષ વ્હાલથી ચહાતી. પણ જો ઉલટી રીતે પ્રજાને પીડીને જોર જુલમથી કર લેવાની તજવીજ કરે અને તેની ફરીયાદોને ધ્યાન આપે તો એ રાજ્યકરતા માથે ભયંકર આફત સમાન છે. ઉશ્કેરાયેલી પ્રજા કઇ રીતે તેનો ઘડો લાડવો કરશે એનો વિચાર પણ તેમને આવવા દેશે નહિ. જ્યારે કોઇ પણ જુલમગાર વ્યકિતઓ દીન મનુષ્યોને અનેક રીતે હેરાન કરે છે. ત્યારે તે વિશેષ દિવસ સુખચેનમાં કાઢશે નહિ. એ ચોક્સ છે. કેમ કે આગળના જમાનાના પ્રાચીન ઇતિહાસોમાં એવા દાખલા મોજુદ છે. સમાજના આગેવાનોની પણ આજ સ્થિતી છે. કેમકે રાજા રૈયત માથે રાજ કરે છે જ્યારે પટેલ ન્યાતી ઉપર રાજ્ય કરે છે. તો બન્નેની સ્થીતિ અપવાદ દૂર કરતાં સરખી હોવી જોઇએ. અને છેજ !

સમાજનો આગેવાન જડતા ત્યાગી ન્યાયપુરસર કામ કરતો થશે ! ત્યારેજ તે સમાજમાં વખણાશે, અત્યારની આપણી વ્યવહારૂ નીતિ ઉંધે ચાલે ચાલી જાય છે. જ્યાં જૂવો ત્યાં “ મારૂં મારા બાપનું ને તારૂં મારૂં સૈયારૂં ” એજ નીતિ પ્રચલિત છે. સમાજની

દરેક વ્યક્તિ આ (કુ) નીતીને આધારેજ કાર્ય કર્યા જાય છે. ન્યાતના દરેક ભાઇઓ અન્યતિ કાયના ભોગે પોતાનું બળ વધારતા જાય છે. ન્યાતવરામાં નીતિનું ધોરણ સર્વાંશે ભૂલી જવાય છે. ગરીબ તવંગર સર્વે એકમેકમાં સ્પર્ધા કરી રહ્યા છે પછી "ભલે ઘરમાં છોકરા ઘંટી ચાટે અને ઉપાધ્યાયને આટો" છતાં પણ ગાડરીઆ પ્રવાહની માફક કાર્ય કરતા જાય છે. જે બીજા રૂઢી બદલે તો હું બદલું. એવી બીકણુતા દરેક વ્યક્તિના હૃદયમાં ઘર કરીને બેસી રહી છે. આહાહા! પ્રસંગ તો જૂવો!! જે કોમ ઉચ્ચતાના શીખરે પહોંચેલી હતી તે કેવા અધોગતિના ઉંડાણમાં ઉતરી રહી છે! છતાં પણ સુધરવા ઇચ્છા ધરાવતા નથી. તેના અંતરે નાશકારક જુની રૂઢીજ સરસ છે. જો ક્યાંય પણ, થોડું-સવડ પડતું કાર્ય કરે તો તરત વાવડી ચસકે! મરણના ખર્ચો, અધરણીના ખર્ચો, પરણવાના લાગા, કન્યાવિક્રય, લગન વખતે અસભ્ય ફટાણા, આવા ઘણાક કામો છે તે (કુ) નીતિના કાયદાની કલમો છે. તે કલમોનો ભંગ તેઓ સાંખી શકતા નથી. કેમકે તેઓનો સ્વાર્થ આ કાયદા ભંગમાં પોષાતો નથી. જ્યાં પોતાની મતલબ સધાય ત્યા જવું એવો નીયમજ હોય છે. અત્યારના જમાનામાં આનીતી લાભદાયક છે કે નહીં એજ જોવું રહ્યું. અત્યારે આપણી કોમમાં ગરીબી અસાધારણ છે. તો આનું મૂળ જોતાં જ્ઞાતિની સમજશક્તિને સજ્જડ ફટકો મારનાર હારજ છે. જ્યારે કાર્ય પ્રસંગ આવે છે ત્યારે તે કેવી રીતે ઉકેલવું તેના વિચારમાં પડે છે. મુંઝાતા મુંઝાતા બીજાની સલાહ લે છે. જ્યારે કેટલાક હાજી હા કરનાર સ્વાર્થ સાધુઓ તેમને હેરાન કરવાને માટે જુની રૂઢીનોજ બોધ કરે છે, અને તે પ્રમાણેજ ચાલવાને આગ્રહ કરે છે. જ્યારે તે લાચલાજ થઇને તેના કહેવા પ્રમાણે કાર્ય કર્યે જાય

છે. આ રીતેજ કોઇ બહાર નીકળવા ઇચ્છતા નથી કેમકે કંઇક કાર્ય પોતાને ખોટુ લાગે એવું હોય તે ન કરે તો તેના ઉપર બહુ દબાણુ થાય છે. સગાવ્હાલાઓના મહેણાં અને પટેલીઆઓના કાયદાની લગામનો સપાટો સામેજ હોય એ રીતે તેઓ કંઇ પણ સુધારો કરવા ઇચ્છતા નથી. અત્યારનું નિંધ વિદેશી કાપડ લગ્નમાં વાપરવું કે નહીં એ એક પ્રશ્ન છે. અને આપણે સમજતા થયા કે વિલાયતી કાપડમાં જાનવરોની ચરબી આવે છે. અને એ ચરબી માટે તેઓ એવા મુંગા પશુઓની હિંસા કરે છે; આ રીતે આપણે પશુ હિંસાને પોષી રહ્યા છીએ એમજ જણાઇ આવે છે. શું આપણા સનાતન ધર્મમાં પશુહિંસા કરવાનું કહેલું છે? જોજો હે! પસ્તાશો ! વિદેશી કાપડ અત્યારના જમાનામાં તજાયેલ છે. આપણને તો શુધ્ધ સ્વદેશી હાથનું કાંતેલું અને વણેલું ચોખ્ખું કાપડ જોઇએ. લગ્ન જેવી પવિત્ર ધર્મક્રીયામાં વિદેશી કાપડ રાખવું એ પાપ છે. છતાં પણ કેટલાક ફેન્સીઓ અમોને આવા કપડા જોઇએ અને ફેન્સી વિલાયતી ડ્રેસમાંજ લગ્ન કરશું, એવી એમની સમજ છે. ખાદીની વાત સાંભળતાંજ ભડકી ઉઠે છે. કોઇ લગ્ન ખાદીમાં કરવાનું કહે તો જાણે પોતાનું અપમાન થતું હોય એમ સમજે છે. આ પવિત્ર ખાદીએ તેમનું શું બગાડયું છે! એટલું ખરૂં! કે આથી જુની રૂઢીને ફટકો લાગે છે. સુશોભીત સુવાળા વસ્ત્રોનાં મોહમાં ફસેલા માણસો છે કે નહિ? શું ઉગતા ફુલનો છુંદાવા દેશો? જો કેળવણી હોય, તો બાળકો સમજદાર, અને સુચરીત્રવાન થાય. આજના બાળકો તે આવતા સમયના વડીલો થશે. સમજો! અને ચેતો!! જુઓ, હજામ જેવી હલકી કોમમાં પણ હાલના સમય પ્રમાણે નવા ધારા ધોરણો થયા છે, અને સુધરવા માટે તન, મન, અને ધનથી મહેનત કરી

રહ્યા છે. તો આપણી કોમ શું અધોગતીમાં પડશે? કેટલાક સુધારકે જ્ઞાતિને સુખી, સંતોષી, અને ન્યાયી કરવા, તથા પ્રાચીન દુષ્ટ રૂઢીને તીલાંજલી દેવાની કોશેષ કરી રહ્યા છે, તેમને અવશ્ય મદદ કરવી ઘટે. એ દરેક જ્ઞાતિબંધુની ફરજ છે. અત્યારના સમયને પ્રાચીન વ્યવસ્થા અનુકુળ છે કે નહિ, અને તે કેટલે અંશે અનુકુળ છે, તે જાણી વિચારીને તે ઉપર ઘટતા ઉપાયો લેવાની દરેક સુધારકોની ફરજ છે. અને તે પ્રમાણે તેમણે વ્યકિતમત કેળવીને સમુદાયમાં લાવવી જોઇએ. જો જનસમુદાય કેળવાયેલ હશે, તો કેટલીક અભાગી વ્યકિતઓ આપોઆપ ઠેકાણે આવી જશે. કંઇબી શુભ, યા અશુભ કાર્યમાં જડવાદ તો હોયજ. પછી તે ફાયદાવાળું હોય, યા નહિ. પણ ગમે તે ભોગે પણ તેને પરદેશીના હાથમાં જવા દેતા નહિ. આ તેમની વફાદારી અનુકરણીય હતી. તો આપણે અત્યારે જન્મભુમિની વ્હાર ન કરીએ, તો બીજો કોણ કરશે? માટે અત્યારના વડીલોએ પોતાના બાળકોને દેશભક્તિનું જ્ઞાન આપવું જરૂરી છે. અત્યારના બાળકો, યુવાનો, કન્યાઓ બીલકુલ કેળવણીથી અજ્ઞાન છે. તેમાં વિષેશે બાળકીઓની સ્થિતિ ઘણીજ ખરાબ છે. છોકરીઓને ભણાવવી નહિ, એ કુટિલ જાતીઓનો એક કાયદો છે. આ કાયદાના અમલમાં આપણા સંસારમાં કેટલો અંધકાર વ્યાપી રહ્યો છે. અજ્ઞાનમાં સબડતી આપણી જ્ઞાતીની બાળાઓ, પરણીને સાસરે જતાં અજ્ઞાનતા, અને જડતા દેખી અંતરમાં બળ્યા કરે છે. કોઇક અપવાદ રૂપ વ્યક્તિઓ કેળવાયલી હશે, તેનો અજ્ઞાન બાળા સાથે સંબંધ થતાં, તે પણ તેની જડતા દેખી દુ:ખી થાય છે, અને વર્તમાન નીતીને શ્રાપ આપે છે, કે અમારા જીવનને દુ:ખીત કરનાર એના કર્મની સજા જલદી ભોગવો. આવા દુ:ખીત જ્ઞાતીબાઇના હૃદયોદ્દગાર સાંભળનારા જનતામાં

ખાદી ઉપર અભાવ દર્શાવી રહ્યા છે. શું! અત્યારના જાગ્રતીના સમયમાં આપણે દેશનીતી ગૃહણ ન કરીએ તો પછી ક્યારે કરશું? જ્યારે દેશમાં સ્વતંત્રતાની મહાન લડત ચાલી રહી છે ત્યારે આપણને ભાગે પડતો હીસ્સો આપણે ન આપીએ તો આપણે કૃતઘ્ની કહેવાઇએ. ભારતભૂમી એ આપણી પ્રિય જન્મભૂમિ છે. જન્મભૂમીનો ઉદ્ધાર એ આપણો ઉદ્ધાર હોય જો ભારતની જનતા સુખી સંતોષી હોય તો આપણા પૂર્વજો કેવા આનંદ પામે. પુર્વજોના વૃત્તાંતો વાંચતા જણાશે કે તેઓ પોતાની જન્મભુમીને કદી દગો દેતા નહીં. ભલે પરરાજ્યમાં નોકરી કરતાં મોટા ઓધ્ધાઓ ભોગવતા પણ જ્યારે પોતાની જન્મભુમી પર આક્રમણ થાય ત્યારે તેઓ પ્રાણના ભોગે તેનું રક્ષણ કરતા. પોતાની મરજી મુજબ થવું જોઇએ, એવી જે સમજ દરેકમાં વસી તે પહેલા છોડવી જોઇએ. અને હાલના સંજોગોને અનુકુળ કાર્ય કરવું જોઇએ. અત્યારના સ્થપાયેલા મંડળો ફકત એકજ દિશા પકડીને ચાલ્યા જાય છે. તેમણે વિશેષ પ્રમાણમાં પોતાની પ્રવૃત્તિને આગળ વધારવી અવશ્ય છે. જ્ઞાતિબંધુઓની સહાયનું કાર્ય જરૂરી છે, પણ તે કરતાં સમાજને કેળવવી એ વિશેષ અગત્યનું છે. જે દરેક મંડળના કાર્યવાહકોએ ધ્યાનમાં લેવું જોઇએ. અને મંડળના મેમ્બરો મારફતે એવા કાર્યની પહેલ કરીને આગળ વધારવી જોઇએ, અન્યાયી વરા, બેહદ લાગલુગ, બેહુદા ધારાધોરણો જે તોડવાની જરૂર જણાય તે તોડીને ન્યાતને હિંમતથી દેખાડી આપવું જોઇએ. જો સહનશકિત જ્ઞાતીમાં સુધારા દાખલ કરાવી શકે. અને સહવાસથી એવા જડવાદી બંધુઓને સુધારીને પોતાના સાચા માર્ગે લઇ લે. જો આવી રીતે દરેક મંડળો ન્યાતના કાર્યમાં હામ બીડીને પડશે, દાંભીક આગેવાનોના દંભ તોડશે અને

જ્ઞાતીના ભલા, માટે દુઃખ સહન કરશે તો આગળ જતાં આપણી જ્ઞાતી સારા સુધારા ઉપર આવી જશે. ખાસ કરીને અત્યારની નીતીનું ધોરણુજ ઉંધા તંત્ર ઉપરજ ચાલી રહ્યું છે. મંડળોનો ઉદ્દેશ કેળવણી અને સહાય એ બે છે. સહાયના કામમાં સારી પ્રગતિ કરી કહેવાય પણ કેલવણી પ્રચારને અર્થે તો મીંડુંજ છે કેમકે કોઇપણ મંડળે કેળવણી અર્થે ઘરની શાળા કાઢી નથી અને જ્ઞાતી બાળકોનો શિક્ષણ પ્રત્યે ચાહ વધારે થાય એવું કંઇજ કર્યું નથી. જો મંડળ પોતાના ઉદ્દેશને ભુલી જશે તો આગળ વધી કેમ શકશે ! અત્યારે જ્ઞાતી ભાઇઓ મંડળો કંઇક કરી બતાવે એવું ઇચ્છે છે. પછી તે ગાડરીઆ પ્રવાહ પ્રમાણે ચાલવા તૈયાર થશે પણ પહેલ કર્યા વિના કોઇ કાર્ય સંભવે નહીં. કરશુનો અરથ કાંઇ નહિં. જો આ વર્તમાન કાર્ય નીતિ ચાલવા દેશું તો આગળ જતાં આપણને શું શું વિટંબણા પડશે એ કલ્પી શકાશે નહી. માટે જેને જ્ઞાતિ પ્રત્યે પ્રેમ હોય અને જ્ઞાતીના દુઃખોની દાઝ હોય તો વેળાસર ચેતીને ન્યાતના અન્યાયી ધોરણો અને જુની રૂઢી નાબુદ કરશે તો કંઇક આશીર્વાદો મેળવશે.

સુજ્ઞેષુ કિંબહુના.

---

**અભ્યાસ અને મનન કરવા લાયક**

# વેદાંત સાહિત્ય ગ્રંથમાળા.

મુમુક્ષુ જીજ્ઞાસુના હિતાર્થે, આત્મજ્ઞાનનો અપૂર્વ અધિક, અનેક દ્રષ્ટાંત, પંચીકરણના કોષ્ટક સહિત સંસાર સાગરના નાવરૂપ, સાદી સરળ ભાષામાં પુસ્તકો છપાઇ બ્હાર પડશે.

**છપાય છે ! છપાય છે !! છપાય છે !!!**

## પુસ્તક પહેલું.

## " વેદાંત પ્રક્રિયા "

**ગદ્ય પદમાં ( ટીકા સહિત )**

માગશર માસમાં છપાઇ બ્હાર પડશે.

**કિંમત વાર્ષિક ફાળે ૦-૬-૦ છુટક ૦-૮-૦**

## પુસ્તક બીજું

## " વેદાંત ભજનાર્થ "

પ્રાચિન મહાત્માઓની પ્રસાદી. ખાસ મનન કરવા લાયક અર્થ સહિત.

**કિંમત વાર્ષિક ફાળે ૦-૧૨-૦ છુટક રૂા. ૧-૦-૦**

## પુસ્તક ત્રીજું

## " સંત સાખી "

**મહાત્માઓની લગભગ બારસો સાખીનો સંગ્રહ**

વેદાંતનું રહસ્ય ખરેખર સમજવા લાયક હૃદયમાં સચોટ છાપ પાડનાર અતિ ઉત્તમ પુસ્તકો આપવામાં આવશે.

**કિંમત વાર્ષિક ફાળે ૦-૬-૦ છુટક ૦-૮-૦**

ચાલુ વર્ષમાં ત્રણ પુસ્તકો આપવામાં આવશે

**તેની વાર્ષિક કિંમત રૂા. ૧॥ પોસ્ટ જુદું**

પહેલું પુસ્તક માગશર માસમાં આપવામાં આવશે.

**લખોઃ—રા. નાનજી અરજણ ચાવડા.**

**ઠે. ધોબીતળાવની બીજી ગલી, મુંબઈ નં. ૨ જો.**

# નોંધ.

**પ્રકાશકની પિછાન.**

“આનામાળા” ના પ્રકાશક કોણ છે, અને એ માળા કેવી રીતે બહાર પાડવામાં આવે છે, એનો જરૂર પડતો અહેવાલ, આપવાની મ્હારી તિવ્ર જીજ્ઞાસાને આજ લાંબા સમયે અચાનક તક મળી આવી છે.

**“આનામાળા”** ના પ્રકાશક **રા. નાનજી અરજણ ચાવડા** એ સર્વ વાંચકે વાંચ્યું હશે. એ ભાઇ હોશીયાર કારીગર વર્ગમાંના એક છે. મુંબઈ આવવા પૂર્વે સુરતમાં વસતા હતા, અને પોતાના જાતિ ધંધા દ્વારા પોતનું ગુજરાન સંતોષકારક ચલાવતા હતા. એ ઉપરાંત સત્સંગ પ્રભાવે જ્ઞાનમાર્ગમાં પોતાનું જીવન ગાળી, સુરતની પ્રજાના હ્રદયમાં ભક્તિ માર્ગનો સચોટ રસ રેડ્યો જેને લઇને આખા સુરત નગરીમાં એઓ **નાનજી ભગતના** પવિત્ર નામથી ઓળખાતા હતા. એમણે **“જ્ઞાનોદય પદ સંગ્રહ”** તેમજ બીજા કેટલાક સદ્‌બુદ્ધિ પ્રેરક પુસ્તકો પ્રસિદ્ધ કર્યાં છે જે વાંચવાથી એમના જીવનનું સંપૂર્ણ રહસ્ય સ્હેલમાં સમજાશે.

હાલ એઓ મુંબઇમાં શિવણ કામની નજીવી પેદાસમાંથી **“આનામાળા”** જેવું નિઃસ્વાર્થી (કારણ કે આનામાળાના આવકમાંથી અને નફારૂપ બચાવ રહેશે તે મોચિપત્રિકાને આપવામાં આવશે) મોટું સાહસ ખેડી રહ્યા છે. એજ એમના પરમાર્થી જીવનનો દાખલો પૂરો કરવાને બસ થશે અને એવા ધર્મ ઘેલાઓનેજ આવા જ્ઞાતિહિતના કાર્યમાં ટેકારૂપ બની (એટલે બની શકતી તન, મન અને ધનથી મદદ આપી) જ્ઞાતિ પ્રત્યેની આપણી ફરજ અદા કરવા દરેક બંધુની ફરજ છે.

ૐ સર્વને સદ્‌બુદ્ધિ આપો
એવુ ઇચ્છતો સેવક
**ઉત્તમભાઇ કાળીદાસ ભગતજી.**

# "પંચમહાજનોને"

ગઝલ,

અરે ઓ જ્ઞાતિ આગેવાન, હૃદયમાં કંઇક વિચારો
તમારી જ્ઞાતિમાં શું થાય: જરા તે ઉરમાં ધારો.

નમાલા થાશો નહિં બંધુ, ગરીબોને ઉગારોને
સ્થળે સ્થળ મંડળો સ્થાપી; જ્ઞાતિ હિત જમાવોને.

મહાજન આપ છો બંધુ, જેમ રૈયત ઉપર રાજા
તમારી બુદ્ધિ ક્યાં ગઈ છે; જરા તે તો વિચારોને.

ઘણાં વર્ષો થયાં જ્ઞાતિ, કુધારે રહી છે સપડાઈ
સુધારા કરવા મીઠા કામ: તમારી ફરજ સમજો.

પરેસો કાર્ય કરવાને, તમો પહેલાં પડો આગળ
તમારૂં જોઇ સહુ કો આવશે; હિંમત ધરો હૃદયે.

ગરીબડાં જ્ઞાતિ બાળકો, રહે છે વિદ્યાહિન જાણ
બનાવા જ્ઞાની તેને તો; વિદ્યા દાનજ દ્યો.

અનાથો છે ઘણા બંધુ, દિવસ સંકટ મહીં ગાળે
યથા શક્તિ મદદ આપી; તમો તેને ઉગારોને.

મુકી દ્યો માનને ગર્વ, બની જાવો બધા શુદ્ધ
"જગનલાલ" કહે સેવા: જ્ઞાતિની કરી લ્યોને.

લી૦ રંક કોમી સેવક,
જગનલાલ ડાહ્યાભાઈ રાંદેરવાળા, મોટાબજાર રાંદેર